# “ પ્રસ્તાવના ”

સનાતન વૈદિકધર્માવલંબી સુજ્ઞમહાશયો ! આ લઘુ પુસ્તકને પ્રસ્તાવવાની જરૂર નથી, પણ એ પુસ્તક કે જે યોજવામાં મારો નમ્ર ઉદ્દેશ છે, તે સ્પષ્ટ કરવા પ્રયત્ન છે. શ્રુતિ, સ્મૃતિ, અને શિષ્ટાચાર પ્રમાણે વિહિતકર્મ પુણ્યરૂપ ગણાય છે, અને તેથી વિરૂદ્ધ કર્મ પાપરૂપ ગણાય છે. આ લોકના તથા પરલોકના સુખની ઇચ્છા કરનારા પુરૂષોએ શ્રુતિ સ્મૃતિ-વિહિત કર્મનું જ અનુષ્ઠાન કરવું જોઇએ, અને એજ વિષયપર તા. ૪-૧-૧૫ ને દીવસે દેગમપુરા ભુલામોદીને ચકલે અત્રે બિરાજતાં અખિલવેદ નિષ્ણાત વ્યાખ્યાન વાચસ્પતિ આત્મસ્વરૂપ મહારાજે ઘણું સારૂં વ્યાખ્યાન કરી છેવટ ચારે આશ્રમો મધ્યે ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, અને તેમાં પણ પુરૂષો કરતાં સ્ત્રીયોના શીરપર ગ્રહસ્થાશ્રમની ઉન્નતિ કરવાનાં સાધનો વિશેષ છે, એવી સર્વ આશ્રમના આધારરૂપ જે સ્ત્રીઓ તેનાપર સ્વામિદયાનંદ સત્યાર્થ પ્રકાસમાં શ્રુતિસ્મૃતિ પ્રતિપાદિત મંત્રોના યદ્વાતદ્વા અર્થો કરી નિયોગ, પુનર્વિવાહ, વિગેરે દુષ્કર્મોનો બોજો વધે એમ સ્પષ્ટ રીતે નીરૂપણ કર્યું છે. વીગેરે ઘણી સારી ચર્ચા ચલાવી હતી, બાદ તા૰ ૧૭-૧-૧૫ને દીવસે કોઇક સામાજીક પંડિતે એજ પુર્નવિવાદ વિષય ઉપર વ્યાખ્યાન કરી પુસ્તક દ્વારા છપાવી પ્રસિદ્ધ કર્યું હતુ, જેનું અવલોકન કરતાં સધારણ બુદ્ધિના મનુષ્યો એમજ ધારે કે ? મનુ–યાજ્ઞવલ્કય નારદ વિગેરે ઋષી મુનીઓજ પુનર્વિવાહની આજ્ઞા કરી ગયાં છે, જેથી તેજ પુસ્તકમાં તેજ પડિતે આપેલાં પ્રમાણ રૂપ મંત્રોના ખરા અર્થ શું છે તે જાહેર પ્રજાના જાણવાં લાવવાં, અને ઋષિ મુનીપર મુકાયલાં ખોટા આક્ષેપોનું નિરાકરણ કરવા માટે “સનાતન વૈદિક ધર્મ સભાના મંત્રી શ્રીયુત ચીમણલાલ ઠાકોરલાલ પંડયાના કહેવાથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી અનેક ભુલો હશે પણ વિદ્વજનોએ કૃપા કરી તે ભૂલો સુધારી વાંચવું એવી મારી નમ્ર પ્રાર્થના છે.

લી૰ ત્રંબકરામ પ્રભુરામ.

# "વિધવા વિવાહ વિચાર."



પ્રિય વાંચકો ? આજકાલ વિધવા વિવાહ વિષયમાં જે બુદ્ધિશુન્ય કામપીડીત અન્ય સામાજીકો ઉપર ટપકે વેદપ્રમાણો દર્શાવી અસત્ય કોલાહલ કરી રહ્યાં છે, તે વિષય ઘણો ઘૃણિત હોવાં છતાં પણ આ લેખિનીને જે શ્રમ ઉઠાવવો પડે છે, અને જે શબ્દોચ્ચાર કરતાં વદન તદન શુષ્ક થઇ જાય છે. જીન્હા પણ ગતિ કરી શકતી નથી શરીરની રોમાલી ખડી થઇ જાય છે. તથાપિ અનેક સંકટ સહન કરી જાહેર પ્રજાના હિતને માટે અને ભોળા પણાથી અન્ય રસ્તે દોરવાઇ ન જાય એ હેતુથી સ્પષ્ટ રીતીએ સશાસ્ત્ર ઉપન્યાસ પૂર્વક અલ્પશઃ દર્શાવું છુ.

વિધવા વિવાહ એમાં વિધવા શબ્દનો અર્થ ( વિગતઃ ધવો યસ્યાઃસા) એવો છે કે જેનો પતિ મરણ પામેલો હોય, અને વિવાહ એક સંસ્કાર વિશેષ શબ્દ છે . દરેક સ્રીનો વિવાહ એકજવાર થઇ શકે છે. તે વિષયમાં શ્રી મહાભારતમાં કહ્યું છે કે—

सकृदंशोनिपतति सकृत्कन्या प्रदीयते ।

सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥

અર્થ-હિસ્સો (ભાગ) એકજવાર અપાય છે, કન્યાદાન એકજ વાર અપાય છે, "હું દાન કરૂં છું" એ પણ એકજવાર બોલાય છે, એ ત્રણે સત્પુરૂષોને એકજવાર થાય છે એ સશાસ્ત્ર છે. તથાપિ વિધવા વિવાહ કરવામાં સ્વામી દયાનંદજી પોતાના સત્યાર્થ પ્રકાશના બારમા ઉલ્લાસમાં પ્રમાણ આપે છે.

• इमां त्व मिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु ।
दशाऽस्यां पुत्रानाधेहि पतिमेकादशं कृधि ॥

એનો અર્થ કરે છે કે હે ઇન્દ્ર? તું આ સ્ત્રીને સારા પુત્રવાળી અને સારા સૌભાગ્યવાળી કર, અને દશ પુત્રવાળી કર, તથા અગીઆર પતિવાળી કર, પ્રિય વાંચકો? આ વેદ મન્ત્રના અર્થનો વિચાર કરશો તો ઇંદ્ર પાંસે આશિર્વાદ માંગતા કહે છે કે હે ઇંદ્ર તું આ સ્ત્રીને શુદ્ધ પુત્રવાળી કરો હે (મીઢ્વઃ) સર્વ પુરૂષાર્થનુ સેચન કરવાવાળા જગદીશ્વર તમે આ સ્ત્રીને સારા સૌભાગ્યવાળી કરો, અને [અસ્યાં] આ સ્ત્રીમાં દશ પુત્ર સ્થાપન કરો અર્થાત્ એનું એવું ભાગ્ય કરો કે જેમાં દશ પુત્ર ઉત્પન્ન થાય, અને અગિયારમાં પતિને સૌભાગ્યવાનકર, એ મંત્રમાં 'એકાદશ" "પતિ" બન્ને એક વચનના રૂપ છે, અને એકાદશં ત્યાં પૂર્ણાર્થમાં ડટ્પ્રત્યય થયો છે, એટલે એનો અર્થ સ્પષ્ટ છે કે દશ પુત્ર અને એક પતિ મળી અગિયારને ચિરજીવ કરો આ પ્રમાણે વ્યાકરણાનુકુલ સત્યાર્થ છે એજ પ્રસંગમાં બીજું મનુસ્મૃતિનુ પ્રમાણ આપે છે કે

तामनेन विधानेन निजो विंदेत देवरः ॥

એ અર્ધશ્લોક લખી પોતાને ચરિતાર્થ માને છે, પરન્તુ આ શ્લોકનો પૂર્વાર્ધ એવો છે કે,

यस्या म्रियेत कन्यायाया वाचा सत्ये कृतेपतिः ।
तामनेन विधानेन निजो विंदेत देवरः ॥

જે કન્યાનો પતિ વાગ્દાન (સગાઇ) સમયે મરણ પામે અને વિવાહ સંસ્કાર થયો નહિ હોય તો એ વિધાનથી તેના નાનાભાઇ સાથે વિવાહ કરે, કારણ કે,

यावत्सप्तपदी नास्ति तावत्कन्या कुमारिका ॥

જ્યાં સુધી સપ્તપદી થઇ નથી ત્યાં સુધી કન્યા કુમારી ગણાય છે. પરન્તુ કોઇક બુદ્ધિરિપુ.

नष्टे मृते प्रवृजिते क्लीबे च पतितेऽपसौ
पञ्चस्वापत्सुनारीणां पतिरन्यो विधीयते ॥

આ શ્લોકથી વિધવા વિવાહની સાર્થકતા દર્શાવે છે,

**અર્થ**—પોતાનો પતિ નાસી જાય, મરણ પામે, સંન્યાસી થઇ જાય, નપુંસક નીકળે, જાતિ ભ્રષ્ટ થઇ જાય, તો અન્ય પતિ કરવો, અર્થાત્ પુનર્વિવાહ સશાસ્ત્ર છે. પણ એ શ્લોકમાં જે અપતૌ પદ પડયું છે, તે એમનો પડદો ખોલી નાંખે છે, વ્યાકરણાનુસાર કેવળ પતિ શબ્દનુ પતૌ રૂપ બને છે એ નિઃશંક છે, અને સમાસમાં

"પતિઃ સમાસ એવ" એ સૂત્રથી પતિ શબ્દને ઘી સંજ્ઞા થયા બાદ "અચ્યઘેઃ" એ સૂત્રથી અપતૌ રૂપ સિદ્ધ થાયછે, "પર્યુદાસઃ સદૃગ્ગ્રાહી" અર્થાત્ પતિભિન્ન પતિસદૃશ એ ઉપલક્ષણ થાયછે. જ્યાં સુધી સાંગોપાંગ વિવાહ થયો નથી ત્યાં સુધી પતિભિન્ન કહેવાય છે, અને માત્ર વાગ્દાન થયું કે, પતિ સદૃશ કહેવાય, તો પુર્વશ્લોક માફક સગાઇ થઇ હોય ને પતિ નાસી જાય, મરણ પામે, સન્યાસી થઇ જાય, નપુંશક નીકળે, પતિત થઇ જાય, તો તે કન્યા બીજા પુરૂષ સાથે વિવાહ કરી શકે, બીજું,

सा चेदक्षतयोनिः स्यात् गतपत्यागतापिवा ।
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥

મનુ. અ. ૯ શ્લો. ૧૭૬

એ શ્લોકથી સ્વામિ દયાનંદજી તથા તદનુસારિણઃ પુનર્વિવાહ કરવામાં પ્રમાણીભુત માને છે, પરન્તુ એ શ્લોક તથા એનાથી અગ્રિમ શ્લોક એ બન્નેની સંગતી એક સાથ લાગે છે, તે આ પ્રમાણે છે.

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया
उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते

મનુ. અ. ૯ શ્લો. ૧૭૫

**અર્થ**–જે સ્ત્રીનો પતિએ ત્યાગ કર્યો હોય અને જે સ્ત્રી વિધવા હોય તે સ્ત્રી પોતાની ઇચ્છાથી અન્ય પુરૂષ દ્વારા સંતાન ઉત્પન્ન કરે તે સંતાન પૌનર્ભવ કહેવાય છે.

સાચેદક્ષત૦ તે સ્ત્રી અક્ષતયોનિ હોય અને પતિને ઘેર જઇ પાછી આવી હોય તો તે સ્ત્રી પુર્વોકત શ્લોક ( યાપત્યા વા૦ ) પ્રમાણે પૌનર્ભવ સંજ્ઞક ભર્તા સાથે પુનઃસંસ્કાર કરી શકે છે. અને એ પ્રકરણ શૂદ્ર વિષયક ચાલ્યું છે. પરન્તુ મનુસ્મૃતિમાં અનેક જગ્યાએ પુનર્ભુને પાપિણી અને પૈનર્ભવ પુત્રને શાસ્ત્ર મર્યાદાથી વિરૂધ્ધ ઠરાવ્યા છે. એથી પણ વિધવા વિવાહ સિદ્ધ થતો નથી, વળી નેવીજ રીતે

उद्वाहितापि सा कन्या न चेत्संप्राप्तमैथुना
पुनः संस्कारमर्हेत यथा कन्या तथैव सा

નારદસ્મૃતિ.

વિવાહ સંસ્કાર થયેલો હોય છતાં પણ જો તે કન્યા પ્રાપ્ત મૈથુન થઇ ન હોય તો તેવી વિધવાનો ફરીથી વિવાહ સંસ્કાર કરવા યોગ્ય છે. એ શ્લોકમાં શાસ્ત્રીજી ઉદ્વાહિતા શબ્દનો અર્થ કરે છે. કે "જેનો વિવાહ સંસ્કાર થયેલો હોય" તો અહી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જેનો વિવાહ સંસ્કાર થયો તે ત્યાર પછી કન્યા કહેવાય કે કેમ? અસ્તુ, શ્લોકમાં વિધવા પદનું પણ કાંઇ દર્શન થતું નથી, ભલે, એથી એમ સિદ્ધ થાય છે કે શાસ્ત્રીજીને વ્યાકરણાભાસ બીલકુલ પડ્યોજ નથી, પરન્તુ ઉદ્વાહિતા

શબ્દનો અર્થ એવો છે કે "વિવાહારંભવાળી જે કન્યા" કારણ કે ત્યાં આદિ કર્મમાં નિષ્ઠા પ્રત્યય થયેલો છે અર્થાત્ જે કન્યાની વિવાહ તૈયારી થઇ ગઇ હોય, અને પતિ મરણ પામે તો તે કન્યાની માફકજ ફરી સંસ્કાર કરે, અપ્રાપ્ત મૈથુન હોય તો. તથાપિ એ શ્લોકનો ગરબડ સરબડ રીતથી અર્થ કરી પ્રમાણ માનતા હોય તો તે વચન પણ વિશેષ પ્રમાણ કેટીમાં માની શકાતું નથી કારણ કે

मन्वर्थविपरीताया सा स्मृति नैव शस्यते ॥

મનુના અર્થ વિરૂદ્ધ જે સ્મૃતિ હોય તે પ્રમાણ કોટીમાં માની શકાતી નથી,

વળી વિધવા વિવાહ વિષયમાં મનુ મહારાજ પણ અનેક ઘોર મહાપાપ દર્શાવે છે;

अपत्यलोभाद्यातु स्त्री भर्तारमतिवर्तते ।
स्नेहनिन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥
व्यभिचारात्०

ઇત્યાદિ સાત શ્લોકનો તાત્પર્ય એવો છે કે જે સ્ત્રી સંતાનના લોભથી પોતાના પતિનું ઉલંઘન કરે અર્થાત્ બીજા પુરૂષ સાથે ક્રીડા કરે તો તે સ્ત્રી નીંદાપાત્ર થાય છે, અને વ્યભિચારથી લોકોમાં નીંદાપામીને શિયાળયોનીને પ્રાપ્ત કરે છે, અને પાપરોગથી (બહેરા પણ, અન્ધત્વાદિ) પીડા પામે છે, જે સ્ત્રી પતિલોકની ઇચ્છા કરતી હોય, તે સ્ત્રીએ પોતાના હાથ પકડવાવાળા પતિની જીવિત અવસ્થામાં અને મૃતાવસ્થામાં કોઇ પણ જાતનું અપ્રિય કરવું નહિ, અને પતિના મરણ થયા બાદ કન્દ, મુળ, ફળ ખાઇને શરીરને સુકાવી દે,

અને પરપુરૂષનું નામ પણ ગ્રહણ ન કરે પતિના મરણ થયા બાદ સાધ્વી સ્ત્રી બ્રહ્મચર્યવ્રતમાં રહે તો જેવી રીતે બ્રહ્મચારીઓની મુક્તિ થાય છે, તે પ્રમાણે તે સ્ત્રી પણ સ્વર્ગમાં જાય છે.

સ્ત્રીએ કોઇ પણ પર પુરૂષનો પરિગ્રહ ન કરવો, અને પર પુરૂષથી સંતાન ઉત્પન્ન ન કરવા અને કોઇ પણ જગ્યા એ સાધ્વી સ્ત્રીઓએ ભર્તા કરવો એવુ છેજ નહિ. પોતાનો પતિ કોઇ પણ રોગાદિથી પીડિત હોય, તેને છોડી જે સ્ત્રી સારા પતિની સેવા કરે છે, તે લોકમાં નિંદા પાત્ર થાય છે, અને તે સ્ત્રી પર પુર્વા કહેવાય છે,

વળી શાસ્ત્રીજી પોતાના ભાષણમાં જણાવે છે કે મનુ મહારાજે નવમા અધ્યાયમાં દેવરાદ્વા સપિંડા ૬૦ ઇત્યાદિ શ્લોકોથી નિયોગ સિદ્ધ કર્યો છે. પરન્તુ એજ અધ્યાયના અગ્રિમશ્લોકોમાં નિયોગદૂષણ મનુમહારાજે પ્રદર્શિત કર્યું છે, તેને તો શાસ્ત્રીજી સ્પર્શ કરતાજ નથી તે આ પ્રમાણે છે.

**नान्यस्मिन् विधवानारी नियोक्तव्या द्विजातिभिः**
**अन्यस्मिन् हि नियुंजाना धर्मं हन्युः सनातनम्**

મનુ અ. ૯ શ્લો. ૬૪.

બ્રાહ્મણાદિક દ્વિજાતિઓએ વિધવા સ્ત્રીને પતિ સિવાય અન્ય દિયરાદિની સાથે નિયોગ કરાવવો ઉચિત નથી, અને ને જે નિયોગ કરાવે છે, તે સનાતન પાતિવ્રત્ય ધર્મનો નાશ કરે છે, એથી એમ સિદ્ધ થયુ કે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યો સારૂ નિયોગ કહ્યો નથી. પણ કેવળ શુદ્રને સારૂ છે, પણ ભુલ્યા ? એમનામાં તો જાતિ ભેદ છેજ નહિ એટલે કાંઇ હરકત નહિ,

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।**
**न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥**

મનુ૦ અ૦ ૯ શ્લો૦ ૬૫.

" અર્યમણં નુ દેવમ્૦ " ઇત્યાદિક વિવાહ પ્રયોગ જનક મંત્રોમાં કોઇપણ શાખામાં નિયોગ કથન કર્યો નથી, અને વિવાહ વિધીવાળા મંત્રોમાં પણ વિધવા વિવાહ કહ્યા નથી અને

**अयंद्विजैर्हि विद्वाद्भिः पशुधर्मो विगर्हितः ।**

વિદ્વાન્ દ્વિજોએ આ પશુ ધર્મ સમાન મનુષ્ય વ્યવહાર નિન્દા પાત્ર ગણ્યો છે. તથાપિ કેટલાક મહાત્માઓ કહે છે કે વિધવા વિવાહ કરવાથી વ્યભિચારની નિવૃત્તિ થશે. અને જીવહિંસા થશે નહિ. પરંતુ જે આવુ કથન કરે છે તેમાં " દયા " એ મુળ કારણ નથી, પણ કામાધિકય મુળ કારણ છે, એવાજ લોકો શાસ્ત્રવિરૂદ્ધ અર્થને પ્રસન્ન કરે છે, જો પાપને સારૂ દયા આવશ્યક મનાય તો શાસ્ત્રની સર્વ મર્યાદા નષ્ટ ભ્રષ્ટથઇ જાય, તથાપિ આ પ્રમાણે શાસ્ત્ર મર્યાદા ભ્રષ્ટ થયેથી શુ, એમ માની પુર્વાપર પ્રકરણો પરિથત તાત્પર્યાર્થ મુકી દઇ ઉલટ સુલટ પ્રમાણો આપી, ભોળી પ્રજાને ફોસલાવીને જબરજસ્તીથી વિધવા વિવાહ સિદ્ધ કરવો એ કેવળ લજ્જાસ્પદ સિવાય બીજુ કાંઇ નથી. ઇતિ શમ

लेखक,

## त्र्यम्बक शर्मा



# "પુનર્વિવાહ વિષય પ્રશ્નાવલી"



**પ્રશ્ન ૧**—વિધવા પુનર્વિવાહનિષેધ સ્વા૦ દ૦ નથી કર્યો અને કર્યો છે તો તદનુયાયિયો શામાટે પુનર્વિવાહ કરાવવા તથા મનાવવા મથે છે? સત્યા૦ સમુ૦ ૪ પુનર્વિવાહથી પાતિવ્રત ધર્મ નષ્ટ થઇ જાય છે, ઇત્યાદિ અનેક દોષો સ્વા૦ દ૦ શું નથી બતલાવ્યાં? તથાપિ પુનર્વિવાહ મનાવવાની ચેષ્ટા સ્વા૦ દ૦ ના મન્તવ્ય અથવા લેખથી કેમ વિરૂદ્ધ નથી?

**પ્રશ્ન ૨**—અનેક પ્રશ્નો-તરદ્વારા સિદ્ધ થઇ ચુક્યું છે કે વેદના કોઇ પણ મંત્રથી બીજો પતિ કરવાની આજ્ઞા નીકળતી નથી, તો નિયોગ વા પુનર્વિવાહ વિષયપર કોલાહલ કરવો એ વેદવિરૂદ્ધ શું નથી?

**પ્રશ્ન ૩**—સામાજીકોને વેદમાં નિયોગ પ્રતિપાદન હોવાની શંકા હજુ લગી સંભવે છે, તો નિષ્પક્ષ ધર્માત્મા સભ્યજનોની સભામાં પ્રશ્ન કરીને નિર્ણય કેમ નથી કરી લેતાં, કે વેદમાં નિયોગ તથા પુનર્વિવાહની લેસમાત્ર પણ આજ્ઞા છે કે નહીં? જેનો નિર્ણય બા૦ સ૦ સંપુર્ણ છે.

**પ્રશ્ન ૪**—કોઇ પણ અધર્મથી ભય રાખનાર સામાજીક પ્રતિજ્ઞા લેઇ પ્રતિપાદન કરે છે, કે પુનર્વિવાહ તથા નિયોગના પ્રચારથી પ્રતિવ્રત ધર્મ ખંડિત નહીં થાય ? કદાચ ખંડિત થાય છે તો પ્રાતિવ્રત ધર્મ નાશક નિયોગ તથા પુનર્વિવાહની આજ્ઞા વેદમાં કેવી રીતે હોય ?

**પ્રશ્ન ૫**—સામાજીકો લેખો અને વ્યાખ્યાનો દ્વારા પ્રતિવ્રત ધર્મનો પ્રચાર કરે છે, તો એ પ્રતિવ્રત વેદશાસ્ત્રોક્ત સનાતન ધર્મ શું નથી ? અને એ પ્રતિવ્રત ધર્મનો લોપ થવાથીજ દેશનો ઉદ્ધાર થશે ?

**પ્રશ્ન ૬**—કોઇ પણ દ્વિજ [બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય,] પુરૂષ એવો વિદ્યમાન છે કે પોતાની સ્ત્રી, પુત્રની સ્ત્રી, છોકરી, બેન, ઇત્યાદિને અનુચિત પુરૂષની સાથે મેલાપ અથવા પુનર્વિવાહ કરતાં દેખીને લજ્જાયુકત બની દુઃખી ન થાય ?

**પ્રશ્ન ૭**—મનુસ્મૃતિમાં સ્પષ્ટ લખ્યું છે કે "સકૃત્ કન્યા પ્રદીયતે એકજ વખત કન્યદાન થઇ શકે, તો પુનર્વિવાહમાં પુનઃ કન્યાદાન કયા આધારે કોણ કરાવે ? અને જો કન્યાદાન ન થાય તો સંસ્કારવિધિ પુર્ણ થઇ એ કેમ સંભવે ? માટે મનુજીના પ્રમાણુથી પુણુર્વિવાહ નિષેધ શું સિદ્ધ નથી થતો ?

પ્રશ્ન ૮—સત્યા૦ સમુ૦ સ્ત્રા૦ ૬૦ લખ્યું છે કે જે બ્રહ્મચર્ય ન પાળી શકે તો તે નિયોગ કરીને સંતાનોત્પત્તિ કરી લે. શું એ લેખ અસત્ય નથી ? કેમકે બ્રહ્મચર્ય ન પાળી શકાય તો નિયોગ કરવો એવું કયા પ્રમાણથી સિદ્ધ કરી શકો છો !

પ્રશ્ન ૯—લાખો વિધવાઓના દુઃખ બતલાવી અન્યો ને કલુષીત કરવા તેનાં કરતાં વિધવાઓને તપસ્વિની તથા બ્રહ્મચારિણી થવાનો સદુપદેશ આપવો તો તે ધર્માનુકૂલ કે વેદાનુકૂલ નથી ?

પ્રશ્ન ૧૦–શું તમો સિદ્ધ કરી આપો છો કે વિધવા વિવાહ વા નિયોગનો ઉપદેશ તથા ઉદ્યોગ વિષયવાસનાને વધારવાવાળો નથી ? તેમજ જે દેશમાં વિષયવાસના વધતી જાય તે દેશની કદી પણ ઉન્નતિ થવાનો સંભવ છે ?

પ્રશ્ન ૧૧–સ્રીયોની સ્વતંત્રતા, લજ્જાનો ત્યાગ, પોત પોતાની પ્રસન્નતાથી કન્યાવરનો વિવાહ, પુનર્વિવાહ, ઇત્યાદિ વેદશાસ્ત્ર વિરૂધ્ધ આચરણનો પ્રચાર કરવો, એ શાસ્ત્ર વિરૂધ્ધ નથી.

પ્રશ્ન ૧૨–જો આપને સર્વેને કર્માનુસાર સુખ. દુઃખ મળે છે, તો વિધવારૂપી દુઃખભોગ તમે કેવી રીતે રોકી

શકો છો ? ધર્મ શાસ્ત્રોના સિધ્ધાન્તથી સિધ્ધ થઈ ચુકયુ છે કે પતિનું અપમાન, પરિત્યાગ, અને અન્ય પુરૂષ સાથે વ્યભિચાર. એ દોષો જન્માન્તરમાં વિધવાપણું પ્રાપ્ત થવામાં કારણભુત છે, તો પુનર્વિવાહનો બોધ કરી વિધવાઓનાં શીરપર પાપનો બોજો વધારવો એ યોગ્ય છે ?

**પ્રશ્ન ૧૩**-સારાંશમાં ધર્મોન્નતી તેમજ દેશોન્નતિની ઇચ્છા હોય તો શ્રુતિસ્મૃતિમાં લખ્યા પ્રમાણે સ્ત્રી પુરૂષોનાં શુધ્ધ આચરણનો ઉપદેશ કેમ નથી કરતાં ! વિષય વાસનાના પ્રચારથી કોઇપણ દીવસ કોઇ જાતિની તેમજ દેશની ઉન્નતી થવાની છે ? કદાપિ નહીં ॥ इति शिवम् ॥

અનુવાદક જગન્નાથ પરશુરામ દ્વિવેદી.



ॐ तत्सत्परमात्मने नम :

ઘણાજ સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી

# " શ્રીવિષ્ણુયાગપધ્ધતી "

જેમાં ખાતપુજનપ્રયોગ, દેહશુદ્ધિપ્રયશ્ચિતપ્રયોગ, હેમાદ્રિપ્રયે યથાવિધિ ગણુપતિપુજા, માતૃકાસ્થાપન, નાંદીશ્રાદ્ધ, મધુ પુણ્યાહવાચન, વાસ્તુસ્થાપન, જલયાત્રપ્રયોગ, શાસ્ત્રોક્તમં પુજા, સર્વતોભદ્રમંડળસ્થાપન, કુંડપુજા, કુશકંડિકા, ગ્રહસ્થાપ ચતુષષ્ઠિયોગિની, ક્ષેત્રપાલપુજા, વિષ્ણુપુજા, તિલકધાર માલાધારણુ, શંખપુજા, ભૂશુદ્ધિ, ભૂતશુધ્ધિ, પ્રાણપ્રતિષ્ઠ અન્તર્માતૃકાન્યાસ, બહિર્માતૃકાન્યાસ, એકાદશન્યાસ, પાત્રાસાદન, રાજોપચારપુજામંત્ર, (૬૪) વિષ્ણુમહિમ્નસ્તોત્ર, અંગપુજા, કૃષ્ણુનીરાજન, ગોપાલનીરાજન, રામનીરાજન, કેશવનીરાજન, વિષ્ણુનીરાજન, પુષ્પાંજલી, પુરૂષસુક્ત, ભગવન્નમનસ્તોત્ર, ષોડશોપચારપુજામંત્ર,(૧૬) નવગૃહહોમ. વાસ્તુમંડળદેવતાહોમ, બ્રહ્માદિદેવતાહોમ, પ્રધાનહોમ, ઉત્તરપુજા, બલીદાન, પુર્ણાહુતિમંત્ર, (૨૪) શ્રેયોદાન, દાનવિધિ, આશીર્વાદ, વીગેરે પોણોસો વિષયો ઘણીજ સરલ રીતે શુદ્ધ સંસ્કૃત ભાષામાં વર્ણવેલાં છે, પુસ્તક પૃષ્ઠ અઢીસો કીમત આઠ આના.

ઉપલું પુસ્તક ખરીદનારને શંકરપુજનનુ પુસ્તક પૃષ્ઠ પોણોસોનુ ભેટ આપવામાં આવશે.

મળવાનુ ઠેકાણું—**શાસ્ત્રી જગન્નાથ પરશુરામ દ્વિવેદી.**

ઠે૦ વાડીફળીઆ—સુરત